

॥ ॐ ॥

॥ विश्वकर्मणे नमः



# શ્રી કાઠીયાવાડ ગુર્જર

## સમસ્તના ધા




પ્રકાશકઃ—શ્રી કાઠીયાવાડ ગુ

વાળક, ઘોઘાબારૂ, ગોહેલવ

ભરૂચ, મુંબઈ સર્વે સ્

બંધુઓની સંમ

ત ૧૯૭૭ના ફાગણ સુદી ૫ ને ર

. ૧૯૭૭. પ્રત. ૧૦૦૦.





આવૃત્તિ ૧




॥ ॐ ॥

॥ विश्वकर्मणे नमः ॥



# શ્રી કાઠીયાવાડ ગુર્જર સુતાર જ્ઞાતિ સમસ્તના ધારાઓ.

પ્રકાશક:—શ્રી કાઠીયાવાડ ગુર્જર સુતાર ગામો વાળક, ઘોઘાબારૂ, ગોહેલવાડ, અમદાવાદ, ભરૂચ, મુંબઈ સર્વે સ્થળના જ્ઞાતિ બંધુઓની સંમતીથી.

સંવત ૧૯૭૭ના ફાગણ સુદી ૫ ને સોમવાર. તા. ૧૪-૩-૨૧

સં. ૧૯૭૭. પ્રત. ૧૦૦૦. ઈ. સ. ૧૯૨૧.



આવૃત્તિ બીજી.

(તા.) શ્રી મહુવાબંદર સંવત ૧૯૭૭ ના ફાગણ સુદી ૫ ને
સોમવારના રોજ સમિલન ભરાયું હતું તેમાં સર્વે
જ્ઞાતિ બંધુએ મળીને સંવત ૧૯૨૨ ની સાલની
જુના ધારા ઓની ચોપડીના આધારે સુધારા
વધારા સાથે છપાવી પ્રસિદ્ધ કરનાર
અમદાવાદ મુકામે-કાઠીયાવાડ ગુર્જર સુતાર-મહુવા પંચ.

અમદાવાદ—પાંચકુવા, નવા દરવાજા—શ્રી આદર્શ પ્રિન્ટીંગ પ્રેસમાં.
શા. વાડીલાલ ડાહ્યાભાઇ પંડિતે છાપ્યા.

ૐ શ્રીવિશ્વકર્મણે નમઃ

# ગુર્જર સુતાર જ્ઞાતિમાં કન્યા વિક્રય.

હરે પ્રાણ સિંહ અન્યનાં ક્રુર સ્વભાવ પ્રકાશતાં,
પણ નિજ બાળને પ્રેમધારી રાખે હૃદયે ચાંપતાં.
પશુ ગણાએ જ્ઞાન હીણુ મનુષ્ય શ્રેષ્ટ ગુણવાન છે,
(પણ) કરે પાન નિજ સંતાન લોહીનું તે પશુથી નાદાન છે.

પ્રેમ અને દયા એ અલૌકિક વસ્તુ છે. તેમાં દયા. અહા ? કેટલો મધુર ઉચ્ચાર ? દયા એ એક મમતાળુ શક્તિ. દયા કેટલી સુખકારક. દયા કેટલી મહતાવાળી અમુલ્ય કીર્તિ અને અલભ્ય મોક્ષને પ્રાપ્ત કરાવનાર દયા. અત્યુત્તમ કોટીમાં ગણાતા મનુષ્યોને ઇશ્વરે પોતાની કરૂણાળુવૃતિથી બક્ષીસ કરી મનુષ્યોના પવિત્ર હૃદયમાં સ્થાપી.

મનુષ્ય એ સર્વથી શ્રેષ્ટ દેવ દેહ કરતાં પણ મનુષ્યદેહ ઉત્તમ કારણકે, દેવ નામ ધારી શરિરવડે. માત્ર મનુષ્ય જન્મમાં કરેલાં, સત્કર્મોનું ફળ ભોગવી, ફરી પોતાને મળેલા સ્વર્ગના સુખમય સ્થાનેથી ભ્રષ્ટ થવાનો સમય પ્રાપ્ત થાય છે. પરંતુ મનુષ્ય દેહે કરીને જો સ્વધર્મ, સુનિતિ, અને સદાચારમાં પ્રવૃત્ત રહી, મનુષ્ય પ્રભુભક્તિ કરવામાં પ્રયત્ન કરે તો નિશ્ચય અત્યુત્તમ બ્રહ્મ પદને પ્રાપ્ત કરી, જન્મ મરણથી મુક્ત બની લક્ષ ચોરાશીનાં અપાર કષ્ટોથી સદાને માટે બચી જઇ જીવ અવિનાશી સુખ મેળવી શકે છે.

મનુષ્ય દેહ જ્યારે જીવને અનેક જન્મનાં સંચિત–પુણ્ય ભેગાં થાય છે ત્યારે ચોરાશીના ચક્રમાંથી છુટા થઈ પ્રાપ્ત થાય છે અને તેમાં પણ શ્રેષ્ટ કુળ અને ઉત્તમ જ્ઞાતિમાં જન્મ પામવો એ ઘણુંજ દુર્લભ છે.

આપણી જ્ઞાતિ કેટલી શ્રેષ્ટ છે. એ વિશેની ખબર ભાગ્યેજ આપણા જ્ઞાતિ બંધુઓના હૃદયમાં હશે, બહુધા આપણા જ્ઞાતિબંધુઓ આપણી પવિત્ર ઉત્તમ બ્રાહ્મણ જ્ઞાતિના ખરા મૂળને ન જાણનારો છે કે જેને પુછતાં આપણે શુદ્ર છીએ એમ કહે છે. અફશોસ ! સર્વથી ઉત્તમ અને પવિત્ર બ્રાહ્મણ જ્ઞાતિને શુદ્રની પંક્તિ હારમાં મુકવી એ કેટલી મૂર્ખતા ? પરંતુ તેમાં તેઓ બિચારાનો દોષ નથી. કારણકે વિદ્યાની ખામીને લીધે અને પોતાનાં કર્તવ્યો શુદ્ર કરતાં પણ હલકાં કરતા હોવાથી પોતાને શુદ્ર જ્ઞાતિથી ઓળખાવે તેમાં કાંઈ પણ આશ્ચર્ય નથી.

ઉપર મુકાએલા ગંભીર આક્ષેપ–દોષના વિરોધમાં કોઇ જ્ઞાતિ બંધુ પ્રશ્ન ઉઠાવશે કે, અધમ કર્મો કોણ કરે છે ? તો તેને માટે મ્હારે નિર્ભયતા અને સત્યતા પૂર્વક પ્રત્યુત્તર વાળવો પડશે કે, હા, આપણી જ્ઞાતિના ઘણાએક સજ્જન ( ? ) બંધુઓનાં કર્તવ્યોં અધમ તો શું ? પરંતુ અધમ કરતાં પણ ન વર્ણવી શકાય તેવાં "નર પિશાચ" સરખાં છે. અને તે હું સ્પષ્ટ પણે વિના પક્ષપાતે સર્વ બંધુઓને જણાવીશ.

આપણે કહી ગયા છીએ કે, પ્રેમ અને દયા એ એક અલૌકીક શક્તિ છે. તેમાં દયાનો પ્રભાવ આપણે જાણ્યા પછી આપણે હવે પ્રેમનું અવલોકન કરીએ.

પ્રેમ એ આ જગતમાં અજબ શક્તિ છે. અને સર્વે મનુષ્યોએ પોતાના હૃદયમાં તેને ધારવો જોઈએ. કારણ કે, જ્યાં પ્રેમ છે ત્યાં સુખ છે. જ્યાં પ્રેમ છે ત્યાં દયા છે. જ્યાં પ્રેમ છે ત્યાં શાન્તિ છે. ટુંકામાં જો કહીએ તો જ્યાં પ્રેમ છે ત્યાં સર્વ કાંઇ છે. અને જ્યાં પ્રેમ નથી ત્યાં કાંઈ પણ નથી. પ્રેમની મહત્તા અને તેના ખરા સ્વરૂપને પ્રગટ કરતા એક ઉર્દુ કવિ પોતાના એક શેઅરમાં કહે છે કે,

જીસ ઇન્સાનકો ઉલ્ફત નહિ હૈ ઈન્સાન રોસેં
ઉલ્ફત રખેગા ક્યા વો અલ્લાહો સુભાનસેં ?

કેટલું રહસ્યમય વાક્ય? જે માણસને માણસની સાથે પ્રેમ નથી–સ્નેહ નથી તે માણસ ઈશ્વરની સાથે પ્રેમ–સ્નેહ ક્યાંથી રાખી શકશે ? કારણ કે માણસ પ્રત્યક્ષ નજરે દેખાય છે, કિંતુ ઇશ્વર તો અદ્રસ્ય છે, તો પછી જ્યારે દ્રષ્યમાન વસ્તુ–દેખાતી ચીજની સાથે આપણે પ્રેમ–સ્નેહ રાખી શકતા નથી તો પછી અદ્રષ્ય કે જે ચર્મ ચક્ષુ આંખોથી જોઈ ન શકાય એવા ઇશ્વર તેના સાથે આપણે પ્રેમ ક્યાંથી રાખી શકીશું? સારાંશ જ્યાં સુધી મનુષ્યમાં પોતાનાં કુટુમ્બી જનો સગાંઓ, અને જ્ઞાતિ જનોપર પ્રેમ નથી–સ્નેહ નથી–દયા નથી. તે મનુષ્ય કદાચને ભલે ઇશ્વર ભક્તિ કરતો હોય તોપણ તે નિરર્થક છે. કારણકે તે ભક્તિ પ્રેમરૂપ નિઃસ્વાર્થપણે–નિષ્કામપણે થતી નથી. પણ સકામ–સ્વાર્થમય છે. એટલે જ્યાંસુધી નિષ્કામપણે પ્રેમ લક્ષણા ભક્તિ વિના,–નિષ્કામ કર્મો વિના સકામ કર્મો નિષ્ફળ છે. એ શાસ્ત્રોનાં વાક્યો સર્વે સિદ્ધ છે.

પ્રેમ ? એ મનુષ્યના અંતઃકરણના વ્હેતા ભાવનું એક સ્વરૂપ છે. અને તે ભાવ પ્રેમી મનુષ્યોના હૃદયમાંથી સદોદિત પાત્રાનુસાર

જ્ઞાતિજન, સગાં સહોદર, માતાપિતા, સ્ત્રી, પુત્રાદિકની સાથે હમેશાં રહ્યા કરે છે. અને તેમાં વિશેષ પ્રમાણમાં મનુષ્યોનો પ્રેમ પોતાની સ્ત્રી પુત્રાદિક તરફ વ્હેતો રહે છે.

પોતાનાં લાડકડાં નિર્દોષ સંતાનો પ્રત્યે મનુષ્યોનીજ વાત્સલ્યતા દયા-સ્નેહ અને માયાળુપણું રહે છે એટલુંજ નહિ પણ જે જ્ઞાન-હીન-અણસમજુ અને ક્રુર સ્વભાવવાળાં હીંસક પ્રાણીઓ, જેવાં કે, સિંહ, વાઘ, વરૂ, રીંછ, અને તે સિવાયનાં બીજાં અનેક પશુઓ પોતાના ક્રુર સ્વભાવથી પારકાના પ્રાણ-જીવનાં ગ્રાહક બને છે. બીજાને મારી નાખી તેના લોહી માંસનું ભક્ષણ કરે છે. પરંતુ પોતાનાં વ્હાલાં બચ્ચાંઓ પ્રત્યે તે એટલાં તો માયાળુ, દયાવાળાં, પ્રેમી વાત્સલ્ય ભાવવાળાં રહે છે કે, જો કદાચ તેનાં બચ્ચાંને કોઈ છેડે-દુઃખ દીએ તો તે છેડનારનો જીવ લીધા વિના રહેતાં નથી.

હીંસક પશુઓ વિના બીજાં અન્ય પશુઓ તેમજ અન્ય સર્વે પ્રાણીઓની પણ એજ સ્થિતિ છે કે, પોતાનાં બચ્ચાંઓ-બાળકો પ્રત્યે તેઓનો અનહદ પ્રેમ હોય છે. અને કોઇ પણ પ્રકારના સ્વાર્થની વાંચ્છના ન રાખતા, સદોદિત પોતાનાં બચ્ચાંઓને દયાથી પાળી પોષી મ્હોટાં કરે છે. અને તેઓને પોતાની જાતી સ્વભાવનું શિક્ષણ આપી પોતાની બરાબર સુખી કરવા પોતાની શક્તિના પ્રમાણમાં પ્રયત્ન કરી પોતાની જીંદગી સુખરૂપ પૂર્ણ કરે છે. પરંતુ ઘણીજ દિલગીરીની વાત છે કે, સર્વે પ્રાણી તથા દેવદેહ કરતાં પણ ઉત્તમ દેહ ધારી અને તેમાં પણ શ્રેષ્ટ જ્ઞાતિમાં જન્મેલા આપણા જ્ઞાતિબંધુઓ પોતાની ઉત્તમ જ્ઞાતિ અને શ્રેષ્ટ કુળનું સ્મર્ણ ત્યાગી

" નર પિશાચ " રૂપે પોતાનું જીવન પાપી કર્મોથી ગુજારી, ઉત્તમ જ્ઞાતિ તથા ઉચ્ચ કર્તવ્યોને જડ મૂળથી સંહારી જ્ઞાતિ સમાજમાં દુઃખનો વરસાદ વરસાવી રહ્યા છે.

અહાહા ! હૃદય વેધક અને દુઃખદ બનાવો આજકાલ આપણી જ્ઞાતિમાં બનાવ માંડયા છે કે જે નજરે જોતાં તો શું, પરંતુ કાને સાંભળતાં પણ કંપારી છુટી રોમાંચ ખડાં થતાં, અધમ કર્મો કરનાર " નરપિશાચો " ઉપર તિરસ્કાર છુટયા વિના રહેતો નથી.

પોતાનાજ શરીરના લોહીના અંશમાંથી પેદા થએલ પોતાની નિર્દોષ પુત્રીઓ–દિકરીઓ પ્રત્યે, મનુષ્ય રૂપધારી રાક્ષસ પિતા જાણે પોતાના પૂર્વ ભવનું–આગલા ભવનું વેર લેતા હોય તેની પેઠે નિર્દયતા ધારી પોતાની પુત્રીઓને દુઃખના મહાન અંધારા ખાડામાં હાથપગ બાંધી, ધકેલી દેવામાં જરા પણ આંચકો ન ખાતાં અધમ કર્મોવડે પોતાની દિકરીના રૂધીર–લોહીના પાન કરી, પોતાના મનને આનંદ માની રહ્યા છે, તેઓને તો માત્ર પોતાના પેટ સાથેજ સંબંધ છે. સંતાનોની દરકાર નથી, જ્ઞાતિની પરવા નથી, ઇશ્વરનો ભય નથી, પોતાને માથે ચઢતા કાળા કલંકની કિંચીત–જરાપણ શંકા નથી. માત્ર પૈસા ? અને પૈસા તે પણ પોતાની ગરિબડી ગાય જેવી અનાથ બાળીકાઓ–દિકરીઓનાં લોહી માંસ વેચી પૈસો પ્રાપ્ત કરવો એજ વિચારમાળા ફેરવી રહ્યા છે.

પોતાની દિકરીના દામથી ધનવાન થએલા મ્હારા જ્ઞાતિબંધુઓને હું એજ પ્રશ્ન પુછું છું કે તમે તમારી દિકરીના પૈસા લઈ મારા જેવા ગરિબ કરતાં તમારૂ જીવન વધારે સુખી ગાળતા હો. તો કહો કે કયે

પ્રકારે તમારી જો વધારે સુટી જીવન હો કે કયે પ્રકારે તમારી સ્થિતિ ગરિબો કરતાં વધારે ચઢીઆતી છે? શું ગરિબો ત્રાંબા પિતળના વાસણોમાં ખાય છે અને તમે સુવર્ણ-સોનારૂપાના થાળમાં જમો છો? ગરિબો અનાજવડે કરી પોતાના દેહનું પોષણ કરે છે, અને તમે શું હીરામાણેક મોતિનો આહાર કરી તમારા દેહને રૂષ્ટપુષ્ટ બનાવો છો? શું ગરિબો પગે ચાલતા નજરે આવે છે ત્યારે તમે દિકરીના દામ લેનારા અધમ મનુષ્યો ધનાઢયો કહો? ગાડી, ઘોડા, હાથી, કે વિમાનમાં બેસીને ફરો છો? નહિ નહિ તમારી સ્થિતિ નીતિમાં રહી ગરિબ જીવન ગુજારતા ગરિબો કરતાં એક લેશ માત્ર જરા પણ ચઢીઆતી નથી. પરંતુ સરખામણી કરતાં સ્વધર્મ ધારી ગરિબો કરતાં દિકરીના માંસથી ધનવાન બનેલા કસાઇ કરતાં પણ અધમ રાક્ષસી પિતાઓ? તમારી સ્થિતિ સાવ કંગાલમાં કંગાલ અને અધમમાં અધમ છે. ગરિબો પોતાની જાત કમાઇથી ખરી મહેનતના દ્રવ્ય ધનવડે કદાચને ભલે જારનો લુખો રોટલો ખાય છે. તોપણ તે અમૃત કરતાં પણ શ્રેષ્ટ છે. અને તમે ભલે નિત્યે શીરા પુરી મોદકાહાર કરતા હો તો પણ પુત્રીના લોહી-માંસના પૈસાનો તે અહાર વિષ્ટાથી પણ કનિંટ છે-અધમ છે ગરિબો પોતાની શક્તિના પ્રમાણમાં ભલે ફાટેલાં-તુટેલાં જીર્ણ વસ્ત્રો પહેરી ફરતા હોય તો પણ તેઓ પોતાના હૃદયમાં ધારેલા પવિત્ર સ્વધર્મ ભૂષણ ધરેણાંથી અત્યંત શોભાયમાન છે. અને તમે કદાચને દિકરીના હરામના દામથી સોના રૂપાનાં તથા હીરા માણેકનાં ધરેણાં તથા રેશમી વસ્ત્રો પહેરી ફરતા હો તો પણ જેમ એક મુડદા ઉપર ચડાવેલો શણગાર અપવિત્ર અને તિરસ્કાર કરવા યોગ્ય નિરર્થક છે, તેમ તમારો તે હરામ દૌલતનો શણગાર

સર્વ ધિઃક્કારને પાત્ર છે. ગરિબોનાં મુખ પોતાની નિર્ધનાવસ્થાની ચિંતાએ કરી ભલે નિસ્તેજ જણાતાં હોય તો પણ જેમ પૂર્ણીમાની રાત્રિએ પૂર્ણ કળાવડે ગગન મંડળમાં વિરાજી રહેલો ચંદ્ર વાંદળાંઓ સઘન ઘટામાં હોવા છતાં પણ પોતાના પ્રકાશને બ્હાર પ્રસરાવી આખા જગતને પ્રકાશીત કરે છે. તેમ સ્વધર્મ ધારી નિતિમાં નિપુણ ગરિબોનાં મુખ વિશ્વમાં પ્રકાશને ફેંકી જનસમાજના સત્કારને પાત્ર થાય છે. અને તમારૂં મુખ ભલે દિકરીના ધનની આવકથી પ્રફુલ્લીત બની આનંદથી ઉભરાઈ જતું હોય તો પણ પૂર્ણ પ્રકાશેલા ચંદ્રને રાહુએ ઘેર્યો હોય તેથી શ્યામ વર્ણો–કાળો ભાસી આખા જગતને ઉપાધીમાં નાખી દુઃખી કરે છે, તેમ દિકરીના દામ લેવાવાળા હરામ દ્રવ્યાભિલાષીઓ ? દિકરીના શ્રાપ રાહુથી ખાગ્રાસ થએલું તમારૂં કાળુ કલંકીત મુખ જનસમાજના અંતઃકરણમાં તિરસ્કાર પ્રકટાવી ધિઃક્કારની લાગણી પ્રકટાવે છે.

દિકરીના દામથી કહો કે આજસુધીમાં કોણ તાલેવર થયું છે ? કોઇ થયું નથી. અને થાશે પણ નહિ. પુત્રીના પૈસા તમે હજાર બેહજાર કે પાંચ પચીસ હજાર લેશો તેથી શું તમે તમારી આખી જીન્દગી નિભાવી શકશો ? એ હરામી પૈસો આસુરી હોવાથી શું તમારૂં શ્રેય–કલ્યાણ કરશે ? નહિ. નહિ. એ આસુરી દ્રવ્ય તમારી આગળની લક્ષ્મીનો પણ નાશ કરશે. અને તમને સાવ કંગાલ બનાવશે દુઃખી કરશે દિકરીના શ્રાપ તમને આ જગતમાં પાપિ બનાવી છેવટ ઈશ્વરના દરબારમાં પણ પ્રચંડ દંડ અપાવશે, નર્કયાતનાએ પહોંચાડશે, ચોરાશીમાં અથડાવશે અને અમોઘ–ઘણાજ દુઃખમાં અથડાવશે. તો જ્યાં સુધી સમય હાથમાં છે ત્યાં સુધી દુઃખને નોતરૂં ન આપો. અને તમારી રાંકડી દિકરીઓ તરફ ક્રુર ઘાતકી ન બનો ? ન બનો ? ?

દિકરીઓએ તમારૂ શું બગાડયું છે ? પુત્ર કરતાં પુત્રીઓનો હક શ્યા કારણથી ઓછો છે ? એ જરા વિચારી જુઓ. જો કે આ જગત આખું સ્વાર્થમય છે જ્યાં સ્વાર્થ હોય છે ત્યાં સ્નેહ રખાય છે, તે પ્રમાણે પુત્રની સાથે એ સ્વાર્થ છે કે, એ મ્હોટો થઈ આપણને કમાઇ ખવરાવશે-પાળશે અને દિકરી એ તો પારકું ધન એટલે આપણે નકામી ઉપાધી વેઠી તેના ઉપર પ્રેમ-સ્નેહ દયા શ્યા માટે રાખવી જોઇએ ? પરંતુ વ્હાલા બધુઓ ? જરા લાંબો વિચાર કરી જોશો તો પુત્રના લાભ આગળ પુત્રી તરફનો લાભ અત્યંત સુખવાળો છે. પુત્ર તરફનો લાભ સુખ તો માત્ર જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધીજ. અને તે પણ જો આજ્ઞા ધારક પુત્ર હોય તોજ પરંતુ મ્હારા જેવો કપુત હોય તો માતા પિતાને પાળવાને બદલે અહરનિશ ચિંતામાં જ બાળ્યા કરે. તો પછી તમને પુત્ર તરફનું સુખ કયાં રહ્યુ ? પરંતુ પુત્રી તરફનો લાભ તો કોઇ પણ પ્રકારની મહેનત વિના તમને અવશ્ય મળે છે એ કદિ પણ નિષ્ફળ જતો નથી કારણ કે જો કદિ તમે તમારી લોભિ વૃત્તિને તિલાંજલી આપી. તમારી ઔદાર્યતા પ્રકાશી કરશો. તો તે કન્યા દાનનું મહતરપુણ્ય તમને આ લોક તથા પરલોકમાં અત્યંત સુખ આપશે. કન્યાદાનનુ પુણ્ય જેવું તેવું નથી. તે તરફ વિચાર કરી પુર્વ કાળને સ્મરણમાં લેતાં એક રાજાના (?) ચરિત્ર તરફ લક્ષ ખેચતાં આપણને સમજાશે કે, કન્યાદાનમાં અપાર પુણ્યની સાથે અત્યંત સુખ સમાએલું છે.

પૂર્વે એક રાજા (૧) હતો તેને ઇન્દ્રપદ પ્રાપ્ત કરવાની મહતેચ્છા પ્રકટી તેથી તે બદલ એક મહાત્માને પુછતાં. મહાત્માએ દર્શાવ્યું કે, જો તુ એક સો કન્યાદાન આપે તો ત્હને ઇન્દ્રપદની પ્રાપ્તી થાય આ

વાત સાંભળી રાજા ઇન્દ્રપદની કામના પૂર્ણ કરવા સારૂ બ્રહ્માનું તપઃ કરવા વનમાં ગયો અને અડગ વૃત્તિથી તપઃનો પ્રારંભ ર્યો.

તપશ્ચર્યા કરતાં ઘણો સમય વીતી ગયો અને બ્રહ્મદેવને પધારવાની તૈયારી કરવી પડી તે સમયમાં ઇન્દ્રને જાણ થયું કે, એક રાજા (?) મ્હારા ઇન્દ્રાસનની મહેચ્છાથી કન્યાદાન આપવા માટે બ્રહ્માનું તપઃ કરી એક સો પુત્રીઓ માગવાનો છે. માટે જો હું તેનો કાંઈ પ્રતિબંધ નહિ કરૂં. તો, મ્હારે મ્હારા ઇન્દ્રાસનથી ભ્રષ્ટ થવાનો સમય આવશે. એમ ધારી ઇન્દ્ર સરસ્વતિ પાસે આવ્યો અને સરસ્વતિને પ્રસન્ન કરી વરદાનમાં એ માગ્યું કે જે એક રાજા (?) કન્યાદાન આપવા માટે પુત્રીઓની યાચના કરવા બ્રહ્માનું તપઃ કરવા બેઠો છે. તેની જીવ્હા પર બેસી પુત્રીઓને બદલે પુત્રો કહેવરાવો. બસ એજ વચન માગું છું. સરસ્વતિ પોતે વચનમાં પ્રથમ બંધાએલાં હોવાથી ઇન્દ્રના કહેવા પ્રમાણે રાજાની જીવ્હાપર બેસી પુત્રીઓને બદલે પુત્રોનું વરદાન બ્રહ્મા પાસે મંગાવ્યું. અહાહા કન્યાદાનના પુણ્યની કેટલી મહતા ? કે, જેને લીધે ઇન્દ્ર જેવા મહા પુરૂષને પણ ચિંતા પ્રકટી. તો પછી એવા મહત પુણ્યના સુખને ત્યાગી, માત્ર ક્ષણીક જીવનના માયીક સુખમાં લલચાઇ લક્ષ્મી પ્રાપ્ત કરવાના વિચારે ન ચડો. લક્ષ્મી કોઈની થઇ નથી અને થાશે પણ નહિ. લક્ષ્મી આજે છે કાલે નથી. વ્હેતા જળની પેઠે સદૈવ-હમેશાં તે વહી જાય છે. પૂર્વે થએલા નંદરાજા પાસે લક્ષ્મીનો સુમાર નહોતો તેને લક્ષ્મી વરી હતી તો પણ તે લક્ષ્મીનો નાશ થઇ ગયો અને માત્ર આજે તેનું નામ રહ્યું છે.

સ્વયંભૂ જેવા પ્રતાપશાળી નૃપતિ. મનુ જેવા શક્તિમાન

ભૂપતિ, વિક્રમાદિત્ય જેવા પરોપકારી, રાજા સીકંદર જેવા પરાક્રમી પુરૂષો કે જેની અતુલ્ય સત્તા અપાર વૈભવ અને અનહદ લક્ષ્મી હતી. પરંતુ તે પણ પોતાની સાથે કાંઇ પણ ન લઇ જતાં માત્ર પોતાની કીર્તિ પ્રસરાવી કાળની ગતિથી અલોપ થઈ ગયા. તો જ્યારે એવા સમૃદ્ધિવાન અને મહત્ શક્તિવાળા મનુષ્યો. લક્ષ્મી વૈભવ અને નિજ સત્તાને ત્યાગ કરી ચાલ્યા ગયા. તો પછી દિકરીના દામવડે ધનવાન થવા ઇચ્છનાર નિર્દય પિતાઓ કહો કે, તમે તમારી સાથે શું લઇ જશો? અરે એક પાઇ તો શું પરંતુ એક સોયની અણી જેટલી વસ્તુ પણ તમારી સાથે લઈ જવાની તમારી શક્તિ નથી. માટે ત્હમારા અધમ કર્મોને ત્યાગી જેમ બને તેમ ધર્મ અને કીર્તિ એ ઉભય-બન્ને પ્રાપ્ત કરવા ત્હમારી પુત્રિઓનાં દાન કરી સર્વદા સુખી રહો.

વળી કન્યા એ કાંઇ બજારી ચીજ નથી કે, ત્હમે તેનું જાહેર વેચાણ કરી પૈસા પેદા કરો છો. પુત્રી એ ત્હમારૂં એક શરિર છે. એક અંગ છે. ત્હમારા આધારમાં રહેલું ગરિબ બાળક છે. ત્હમારી પ્રત્યેક સેવાઓને-આજ્ઞાઓને બજાવનાર છે. ત્હમે એને જે જે સ્થળે મોકલશો ત્યાં જશે. ત્હમે એને સુખી રાખશો તો તે સુખી રહેશે. દુઃખી રાખશો તો દુઃખ સહન કરશે. દિકરી એ એક ગાય જેવી છે. ગાયને જ્યાં દોરી જશો ત્યાં તમારી પાછળ આવશે. દિકરી પણ તેમ જ ત્હમે જેને આપશો તેની સાથે ચાલી જશે. એ પોતાના મુખથી કંઈ પણ નહિ કહે. પરંતુ તેનું હૃદય મુંગું નહિ બેસે. ત્હમારાં પાપી કર્મોનું ફળ તેણીને ભોગવવું પડવાથી ત્હમને તેનું દુઃખી હૃદય શ્રાપ આપશે. તમારા જમાઈ પાસેથી

ઓકાવી કાઢેલું દ્રવ્ય તે બીજા કોઇનું નહિ. પરંતુ તે ત્હમારી પુત્રીનું જ છે. કારણ કે જમાઇ પાસેથી દિકરીની જે કીમત પડાવો છો તે સર્વે ત્હમારી દિકરીના ઘરમાંથીજ પડાવો છો. દિકરી પોતાનું ખરૂં ઘર સાસરીયું છે એમ સમજે છે. અને માવિત્ર તરફથી મળતા લાડ કોડની આશાને ત્યાગી. હમેશના સુખ દુઃખના ભાગીદાર અને આખા જીવનના સંગાથી પોતાના પતિ તરફ નવિન આશાને ધારે છે. પરંતુ દિકરીના લોહીના તરસ્યા રાક્ષસ પિતાને હાથે લૂટાઇ ગએલા ધનના કારણથી પતિ પોતાની પત્નિ–સ્ત્રીનાં લાડકોડ અને પ્હેરવા ઓઢવાની અભિલાષા પરિપૂર્ણ કરી શકતો નથી. અને પોતાના અંતઃકરણમાં તે બદલ પશ્ચાતાપ કર્યા કરે છે. તેમ સ્ત્રીની પણ એજ સ્થિતિ થાય છે કે, જ્યારે પોતાના પતિ તરફથી લાડ-કોડ અને પ્હેરવા ઓઢવાની ઇચ્છાઓ, તૃપ્ત ન થાય ત્યારે તે પણ પોતાનું અંતઃકરણ બાળ્યા કરે છે અને તે બળતું અંતઃકરણ જાહેર રીતે નહિ. કિંતુ ગુપ્ત રીતે–છાની રીતે પોતાના શત્રુ પિતાને શ્રાપ આપ્યા વિના રહેતું નથી.

સ્ત્રીઓને પ્હેરવા ઓઢવાનો શોખ પુરૂષો કરતાં વિશેષ પ્રમાણમાં રહે છે. અને પરસ્પર ઇર્ષા ભાવને લીધે પોતાને બીજી સ્ત્રીઓ કરતાં વધારે વસ્ત્રાલંકાર ધારી શોભાયમાન થાવા ઇચ્છે તે. અને તે સર્વે ઇચ્છાઓના આધાર એક પોતાના પતિ ઉપર રહે છે. પરંતુ પતિ બીચારો શું કરે ? કારણ કે મહા મહેનતે અને લાંબે દિવસે સંચય–ભેળું કરેલું દ્રવ્ય એકી સાથે કન્યાના વ્હેપારીને–પોતાના સાસરાને આપી પોતે સાવ સપાટ મેદાન થઇ બેસે છે. અને ફરી પૈસા પેદા કરવાને રાત દિવસ તનતોડ મહેનત કર્યા કરે છે.

પરંતુ એમ ઘડીકમાં પૈસો પેદા ક્યાંથી થાય? કેમકે આપણા ધંધા (સુતારી કામ) માં પેદાશ શું? કે જેમાંથી તે એકી સાથે ધનવાન બની જાય. આપણા ધંધામાં જ્યારે આખો દિવસ તન તોડ મહેનત કરે ત્યારે રૂ. ૧-૧।-૧।।=કે-૨ સુધી મળે. તેમાંથી પોતાના ઘરનું ખર્ચ કાઢતાં જ્યારે બાકી રહે ત્યારે તેમાંથી પોતાની સ્ત્રીની ઇચ્છાઓ પુરી કરે. પણ જો સ્ત્રીને પોતાની ઇચ્છાનુસાર લુગડાં ઘરેણાં ન મળે તો સ્ત્રીનો પ્રેમ પોતાના પતિ તરફથી ઘટી જાય. અરસપરસ મનમાં તુટ પડે, કજીઆ ટંટા થાય. સન્માર્ગ ત્યાગી સ્ત્રી લાલચમાં લપટાઈ અધર્મને પંથે ચડે અને છેવટે કુકર્મ કરી પિતા તથા સાસરાના કુળની સાત પેઢીઓને નર્કે નાખી આ જગતમાં કાળો ચાંદલો પોતાના રાક્ષસ પિતાને કપાળે ચોંટાડે.

ઉપરોક્ત કન્યાવિક્રયથી કન્યાના પિતાને કેટલું કલંક ચડે છે. છતાં પણ દ્રવ્યના લોભી અને દિકરીના દુશ્મનો પોતાની કન્યા તરફ લેશ માત્ર પણ દયા નથી ધારતા એ અત્યાશ્ચર્ય કહેવાય-ઘણાજ ખેદની વાત કહેવાય.

કન્યા તરફ પુરતું લક્ષ આપતાં કન્યા તરફથી કન્યાનાં મા બાપોને તો શું પરંતુ આખી જ્ઞાતિને-આખા દેશને કેટલો ફાયદો થાય છે. પરંતુ આંખ વિચામણાં કરનારાથીજ આખા કુટુંબનું-આખી જ્ઞાતિનું-આખા દેશનું અહીત થાય છે, ખરાબી થાય છે.

કન્યા એ ભવિષ્યમાં થાનારી પુત્ર કે પુત્રીની માતા છે. તેની કુખે અમુલ્ય રત્નો પાકે છે કે જે દેશ ભક્તો બની આખા કુળને આખી જ્ઞાતિને-આખા દેશને સુખને શિખર પહોંચાડે છે. પરંતુ જો

તે કન્યાને ગૃહ કેળવણીનું યોગ્ય શિક્ષણ આપી યોગ્ય પતિ–વરની સાથે કન્યાદાન આપી પરણાવવામાં આવે તોજ નહિ તો નહિ.

પૂર્વે થઇ ગએલા ભક્ત પ્રહલાદ. નારદ. હરિશ્ચંદ્ર અંબરીષ. જેવા મહાન ભક્તો તથા સતી સીતા. અહલ્યા. તારામતિ, દ્રોપદી, મીરાંબાઇ, ઇત્યાદિ પવિત્ર સન્નારીઓ અને તે સિવાય પ્રાતઃસ્મર્ણીય દેશોદ્ધારક નર રત્નો એ સર્વે કન્યાની–સ્ત્રીની કુખથીજ જનમ્યા હતા. ત્યારે કહો કે, એ તમારી કન્યાને તમે તમારા સત્કર્મો વડે યોગ્ય શીક્ષણ આપી લોભને ત્યાગી યોગ્ય પતિની સાથે કન્યાદાન આપીને પરણાવશો તો શુ તમારૂં–આખી જ્ઞાતિનું–આખા દેશનું કલ્યાણ–હીત નહિ થાય? જરૂર થાશે. પરંતુ છતી આંખે હાથમાં દિવા લઇ કુવામાં પડયા જેવું લોભને વશ થઇ દિકરીના દામ ઉપર આધાર રાખનાર પુત્રીના ઘાતકી પિતાઓ કહો? કહો?? કે તમારૂં હૃદય શાનું બનેલું છે? શું તમારૂં હૃદય વજ્ર બનેલું છે કે, પાષાણ પત્થરનું? લોખંડનું કે, પોલાદનું? કે જેથી કરી અમુલ્ય કન્યા રત્ન અને ગરિબ નિરાધાર તમારી દિકરી ઉપર લેશ પણ દયા આવતી નથી. જો તમારૂં હૃદય વજ્રનું હોયતો તમારા વજ્ર હૃદયના પ્રમાણમાં ક્રુર બની તમારી દિકરીનું વેચાણ કરી તેને ડગલે ડગલે અને આખી જીંદગી દુઃખી કરવા કરતાં, દિકરીના જીગર–હૃદયને ચીરનાર જે જે હાથ દિકરીના દામ લેવા લાંબા કરો છો તે હાથના તીક્ષ્ણ–તીખા નખથી વિના શંકાએ તમારી પુત્રોના પેટને ચીરી તેનાં આંતરડાં બ્હાર કાઢી તેના ગરમા ગરમ લોહીનું પાન કરી તમારી રાક્ષસી તૃષ્ણાને શાંન્ત કરી તમારૂં પૂર્વનું વૈર લઇ લ્યો કે, જેથી તે ગરિબડી કન્યા થોડો વખત તરફડીઆં ખાઇ થોડા

દુ:ખે ત્હમારી દુશ્મનીમાંથી છુટી થાશે.

જો ત્હમારૂં હૃદય પાષાણુ પત્થરનું હોય તો ત્હમારી દિકરીના એક એક અવ્યય-અંગને છુંદી નાખી ત્હમારી વૈરાગ્નિને ઠારો પણ વેચાણ કરી દિકરીને તથા ત્હમને નર્કે પહોંચાડવાનો માર્ગ ન લ્યો

જો ત્હમારૂં હૃદય લોખંડનું હોય તો તેને તપાવી ત્હમારી પુત્રીના શરીરને બાળી ભસ્મીભૂત કરી નાખો કે, બિચારી કન્યાને આખો ભવ દુ:ખી થાવા કરતાં વ્હેલો છુટકો થાય.

જો ત્હમારૂં હૃદય પોલાદનું હોય તો ત્હમારા હાથમાં એક કાતીલ હથીઆર લ્યો. અને તેનાથી ત્હમારી પુત્રીના શરિરના સર્વે ભાગોને એક પછી એક કાપીને તમારી દિકરીના માંસની તમારા આખા કુટુમ્બને ઉજવણી આપો. ત્હમારી દિકરીનું તાજું માંસ ત્હમને બહુજ લ્હેજત-સ્વાદ આપશે, અને તમારૂં દિકરી સાથેનું આગલા ભવનું વેર મળી જશે. આ સર્વે ભયંકર કૃત્ય તો છે. પરંતુ કન્યાવિક્રય આગળ કિંચિત-જરા પણ લેખામાં નથી માટે તે ભયંકર પ્રવૃર્ત થાઓ. પરંતુ ત્હમારી દિકરીના આખા ભવનો નાશ કરવા જાહેર વેચાણ કરવા આંખ્યો મીંચી દોડયા ન જાઓ.

કદાચને ઉપર જે પ્રકારો દિકરીના વૈર લેવાના કહ્યા તેમાં ત્હમને અઘટીત લાગતા હશે. અથવા તેમ કરતાં ત્હમને જરા શોક પણ થાશે. કારણકે ત્હમારી નજરે ઉપરોક્ત કૃત્યનું પરિણામ દુ:ખ-રૂપ જણાશે, અને કન્યાને પણ માત્ર થોડો વખત કષ્ટ ભોગવવું પડશે. પરંતુ પછી ત્હમને વધારે શોક નહિ થાય. જગત તમને નીંદશે નહિ. દિકરી ત્હમને શ્રાપ આપશે નહિ. અને નર્કયાતનાનું

દુઃખ પણ ત્હમારે ઘણું થોડું ભોગવવું પડશે. ત્હમારૂં મન શાન્ત થશે મરી ગએલી દિકરી તમને કોઇને કહેવા નહિ આવે. જેથી ત્હમને સર્વે વાતે સુખ રહેશે. અને ત્હમારી સર્વે પીડાઓ પતી જશે.

કન્યાના સોદાગર સજ્જનો (?) જો ત્હમને મ્હારા આ લખ-વાથી મ્હારા પર ક્રોધ ચડતો હોય તો મ્હને ક્ષમા કરજો. કારણ કે મ્હારો લખવાનો હેતુ કાંઇ મ્હારા પોતાના સ્વાર્થ માટે નથી. પરંતુ પરોપકારી વૃત્તથી આખી આપણી જ્ઞાતિ માટે છે. કેમકે દિકરીના જાહેર વેચાણના મહાપાપને લીધે આપણી જ્ઞાતિના ઘણાએક બંધુઓ પોતાની સ્થિતિના પ્રમાણમાં ઘરબાર વગરના ફરે છે. અને બીચારા અત્યંત દુઃખ સહન કરે છે. તે તરફ વિચાર કરવો આવશ્યક છે. કદાચને દ્રવ્ય-પૈસા વાળા પુરૂષો પોતાને મળેલા ધનની ખુમારીમાં ત્હમારી દિકરીઓના દામ આપી ખરીદી કરશે. પરંતુ મ્હારા જેવા શેર લાવી શેર ખાવાવાળા ગરીબ નાતીલાઓ પોતાના પુત્રો શી રીતે વરાવશે ? દિકરીઓના પૈસા લેવાના જુલ્મી રીવાજને પ્રતાપે પોતાની દિકરીઓનાં મન માનતાં નાણા પેદા કરી ગમે તેટલે ઠેકાણે સગપણ સાટાં કરી અધમ કર્મને ફેલાવતા રહેશો તો પછી એમાં ગરીબોના વંશ ક્યાંથી રહેશે ? દામથી અપાએલ કન્યાને યોગ્ય પતિ નહિ મળતાં તેનો સંસાર ક્યાંથી સુધરશે ? પતિપત્નિના શુદ્ધ પ્રેમ વિના સુધર્મમાં સ્ત્રીની વૃત્તિ ક્યાંથી રહેશે ? ધર્મનો નાશ થતાં સ્ત્રીના શીયળનું અસ્તીત્વ કયાંથી રહેશે ? અને શીયળ નષ્ટ થાતાં અધમ રસ્તે-કુકર્મે ચડેલી સ્ત્રીની કુખે જન્મેલાં બાળકોથી આપણી જ્ઞાતિની ઉન્નતિ શી રીતે થાશે ? આપણને સુખ શી રીતે મળશે ?

બંધુઓ ? કન્યાવિક્રયમાં આટઆટલી હાની-નુકશાનીઓ છતાં,

ત્હમને દિકરીના દામ લેવા કેમ ગમે છે ? શું ? ત્હમારામાં ત્હમારા બાહુબળ–હાથના બળેથી પૈસો પેદા કરવાની શક્તિ નથી ? શું ત્હમે નિર્માલ્ય છો ? શું પુરૂષાર્થ હીણ છો ? બાયલા છો ? કહો ? કહો ? ? એમાંનું ત્હમને શું છે ? જો ઉપર કહેવા પ્રમાણે જ આપની સ્થિતિ હોય તો, પછી હું આપને એક સુગમ માર્ગ બતાવું તે પ્રમાણે આપ કરો કે બસ આપનું સર્વ કામ ફતેહ અને આપનો વિજય ? વિજય ? ?

જો આપને ખાસ અધર્મથી–અનિતિથી અને દિકરીઓના વેચાણથીજ હરામી દૌલતે તાલેવર થાવું હોય, અને તેવીજ રીતે આપનું જીવન મસ્તાન બનાવવું હોય તો કોઈ પીર, પયગમ્બર, દેવ, દેવિ, જંત્ર, મંત્ર, તંત્રની સાધના–અથવા કોઇ એવા ઔષધ–દવા-ઓના પ્રયોગો શીખો. અથવા કોઈ બીજા જાણીતા પાસે તે સાધના કરાવો કે, જેથી દરવર્ષે ત્હમારે ઘેર એક પુત્રી જન્મે અને પુત્રનો જન્મજ થાવા ન પામે. આમ થવાથી આપ ઘણા ટુંક સમયમાં મ્હોટા શાહુકાર બની જશો. આપને ઘેર નોકર ચાકર, બાગ બગીચા હવેલી, ગાડી, ઘોડા, મોટર, વિમાન, વિગેરે વિગેરે, જોઇતુ અને મન-માનતું અપાર સુખ (?) આવી મળશે. આપને પછી વાંસલો ઉપાડવાની કે કોઇની નોકરી કરી તાબેદારી ઉઠાવવાની હાડમારી ભોગવવી નહિ પડે. આપને એવા શ્રીમંત જોઇને મ્હારાં જેવાં ભિખારડાં અનેક સલામો ભરતા આપની ખીજમતદારી–સેવા બજા-વવા એક પગે હાજર રહેશે. આપના દરેક શબ્દોને માન આપી આપને આખા વિશ્વના રાજા (?) બનાવશે. કારણ કે, આપ આપની નૂતન વેપાર પદ્ધતિથી લક્ષ્મીવાન બનેલા પરમેશ્વર તુલ્ય ગણાશો

કારણ કે પૈસાના પુજારીઓ અને તૃષ્ણામાં તણાતા ધનલોભીઆઓ માત્ર પૈસાનેજ પરમેશ્વર માને છે. જેથી તે પરમેશ્વર ( પૈસા ) આપની તીજોરીમાં દિકરીના લોહીમાંસ વેચવાથી ભરપુર ભરાઇ વિરાજમાન થાશે જેણે કરી વિનાશંકા અને વિના પરિશ્રમે આપ સહુના શિરોમણી (?) થઇને રહેશો. કહો ? આનાથી બીજું અધિક તમારે શું જોઈએ ? અને આવી કીમતી સલાહ પછી આપને વધારે કઇ સલાહની જરૂર છે ?

જો કે, કન્યા વેચી ધનવાન બનવાનો માર્ગ બતાવવો કે, એ બદલ સલાહ આપવી એ તો સોના ઉપર ગીલ્ટ ચડાવવા જેવું છે. કારણ કે, આજકાલ મ્હારા જ્ઞાતિબંધુઓ વિના ધડકે ઝપાટાબંધ પોતાની દિકરીઓને મનમાનતે પૈસે વેંચે છે. અને પોતાના ઘર ભરે છે. ધન્ય છે એવા સમજુ, વિવેકી, અને ભવિષ્ય બુદ્ધિવાળાં મ્હારા ભલા (?) જ્ઞાતિબંધુઓને.

દિકરીના દામ લેવા વાળા દાના સજ્જનો [ ? ] ની પેઠે લ-લક્ષ્મીના ગુણને–કીંમતને–લાભને નહિ જાણનાર આપણા જ્ઞાતિબંધુઓ બિચારા અજાણપણે નાહક પૈસાને બદલે પુણ્ય ભેગું કરવા કન્યા-દાન આપી. બીચારા લક્ષ્મીના લાલચુને શરમાવે છે. પણ મ્હારા ભોળા અને ભવિષ્યના સુખની વાંચ્છના રાખનાર જ્ઞાતિબંધુઓએ ધ્યાનમાં રાખવું કે, આપણા કઠોર હ્રદયના પાષાણ મૂર્તિ જ્ઞાતિબં-ધુઓ જે કન્યાના દ્રવ્ય ઉપરજ નિર્વાહ કરનાર છે. તે એમ કંઈ તમારાથી શરમાય તેમ નથી હો. શરમને એમને તો અઢાર ગાઉનું છેટું એ છે. બહાદુરો તો એમ જાણે છે કે શરમ, અને આબરૂ

એ તો કોઇ જનાવરનું નામ હશે, તો સમજુ અને શાણા માણસ એવાં જનાવરનો સંગ નજ કરે એ લક્ષમાં રાખવું.

વ્હાલા બંધુઓ ? હવે વધારે શું લખું ? લખવાથી ફાયદો શું કારણ કે, વધારે લખવાથી ગાલીપ્રદાન કદાચ જે બક્ષીસમાં વધારે મળે તો સંગ્રહવાને શ્થાન નથી, અને લખવાથી ફાયદો થાશે કે કેમ એ અનિશ્ચીત છે. કારણ કે, લખનારે લખ્યું વાંચનારે વાંચ્યું. અક્ષર અને પત્ર કાગળ રહ્યા જડ. એટલે એ પણ શું કરે ? પરંતુ હા. એ જડના ગુણ ઘણા દિવ્ય અને ચમત્કારી છે. જો કદાચને તેને ભૂલેચુકે મનુષ્ય પોતાના હૃદયમાં સજ્જડ બેસારે તો અવશ્ય વાંચનાર અને લખનાર એ ઉભય-બન્નેનું શ્રેય થાય. જેથી હવે સંક્ષેપમાં કહીશ કે આજકાલ આપણી જ્ઞાતિમાં કન્યાવિક્રય એટલો તો વધી પડયો છે કે, મારા ધારવા પ્રમાણે ચાન્ડાલ જ્ઞાતિમાં પણ તેટલો નહિજ હોય-અરે છેજ નહિ. આહાહા ? શું કહું થએલા કન્યાવિક્રયના આંકડા લખવા ઉચ્છૃંખળ મગજ ઘણું તળ મળી રહ્યું છે. પરંતુ ભય અને મર્યાદા મ્હારા મનને અટકાવે છે. તોપણ એટલું તો કહીશ કે. કન્યાઓની કીંમત રૂ. ૨૦૦૦ સુધી તો પહોંચી છે. અને તે નીડરપણે ખુલ્લે મેદાને લેવાય છે. અફસોસ. શ્રી વિશ્વકર્માના પાવન વંશનો પ્રતાપ નષ્ટ થયો. બ્રહ્મતેજને સ્થાને ચાન્ડાલથી પણ અધમ સ્થિતિ ? અહાહા ! હવે શું થશે ? શું વિશ્વકર્માના વંશજો નહિ સમજે. કુશીલ કર્મોથી પાછા નહિ ફરે ? જ્ઞાતિની અધમ સ્થિતિ કરવા આગળ પડતા નહિ અટકે ? શું પોતાનાં સંતાનોના ભવિષ્યને નહિ સુધારે ? બંધુઓ ? વિચારો...જાગો ? નેત્ર ઉઘાડી જુઓ અને પછી દિકરીના દામ લેવાને દોડો.

સુહૃદ સજ્જનો ? કન્યાવિક્રયનાં કાળાં કર્મ કરનારમાં પોતે ગણાએલા કન્યાના વેપારીએ મ્હને ક્ષમા કરવી અને જેઓએ પોતાની દિકરીનાં સગપણ પોતાની માગણી પૂર્ણ ન થવાથી હજી સુધી ન કર્યાં હોય તેમણે પોતાની દિકરીની દયા લાવી પોતાની પુત્રીનું કન્યાદાન આપી. આ લોક તથા પરલોકમાં સુખી રહેવા પુણ્ય પ્રાપ્ત કરવા તત્પર થઇ સ્વજ્ઞાતિની ઉન્નતિ કરી જ્ઞાતિને ઉપકારી કરશો એ પ્રાર્થના છે. બંધુજનો ? હવે આપનો કીમતી સમય વધારે ન રોકતાં, તેમજ વિશેષ પરિશ્રમ ન આપતાં છેવટમાં માત્ર એટલુંજ વિનયસહ કહેવા ચાહું છું કે, આપ આપનાં સંતાનો પ્રત્યે માયાળુ બનો. કન્યા વિક્રયથી આપણી જ્ઞાતિમાં થતા ગેરલાભ અને પડતાં દુઃખો તરફ લક્ષ રાખી. કન્યાના વિક્રયના ક્રુર રીવાજને ત્યાગો. અને સ્વયં સુખી બની અન્ય બંધુઓને–આખી જ્ઞાતિને સુખી કરો. જ્ઞાતિને ઉન્નતિને શીખરે પહોંચાડો એજ અભ્યર્થના.

કન્યા વિક્રય કરનારની પેઠે. કન્યા ખરીદી કરનાર ધનાઢ્ય–શ્રીમંત બંધુઓ ? આપ પણ આપના ગરિબડા નાતિલા તરફ જરા પ્રેમાળ દ્રષ્ટિથી જુઓ. અને આપના દ્રવ્યના ઉત્તેજનથી ગરિબોને થતી નુકશાની–હાડમારી તરફ માયાળુ બની કન્યા વિક્રય કરનારાના મદદગાર ન બનો. કન્યા વિક્રયનો ખાસ આધાર કન્યાની કીમત આપનાર મનુષ્ય ઉપર રહે છે. જેમ કોઇ ચીજ ભારે કીમતે વેચવાને માટે રાખી હોય, અને તેનો કોઇ ખરીદનાર ન મળે તો તે ચીજ ઠરાવેલ ભાવ કરતાં પણ ઘણી ઓછી કીમતે વેચાય છે તેમ કન્યા વિક્રય કરનારને ઉત્તેજન નહિ મળવાથી કન્યા વેચનાર દીકરીના પિતાઓ પોતાની મેળે ઠેકાણે આવી પોતાની

પુત્રીનું કન્યાદાન આપી દુઃખના ભારથી મુક્ત–છુટા થાશે. માટે ધનના મદમાં મસ્તાન ન બનતાં, " સ્વજ્ઞાતિ પ્રત્યે લાગણી ધરાવી અહરનિશ જ્ઞાતિ હીતના માર્ગે ચાલી એક સંપથી સંપીને રહી. સ્વજ્ઞાતિની ઉન્નતિ કરવા કમર કસો. એજ વિનંતી. "

સુજ્ઞ બંધુઓ ? હવે વધારે ન લખતાં અંતિમ શબ્દો એજ લખી આપને હૃદયકર જોડી વિનવું છું કે, મ્હારા ઉછ્રંખળ મગજના સ્વભાવથી અને સ્વજ્ઞાતિ હીતની ઉર્મીઓના આવેશથી તથા આપણી જ્ઞાતિમાં બનેલા અને બનતા કેટલાએક દાખલાઓ કાને સાંભળતાં, નજરે જોતાં, બળતા અંતઃકરણની વિહ્વળ સ્થિતિ વડે જે કાંઇ કઠણ–અઘટીત અથવા વધારે પડતા શબ્દો લખાયા હોય તે તરફ તિરસ્કાર ન કરતાં તેમ મ્હારાપર તે બદલ ક્રોધીત ન થતાં તે શબ્દોનું મનન કરી તેના ખરા સ્વરૂપને ઓળખી તેના સારાંશને ગ્રહણ કરી. આ આખા લેખના સત્વરૂપ નિચેનાં વાક્યો આપ સ્મર્ણમાં રાખશો કે—

સુજ્ઞ જ્ઞાતી બંધુઓ આપણી નાતીના ધારા ધોરણો જ્ઞાતી સમસ્ત મળીને ૧૯૨૨ ની સાલમાં બંધાયા હતા તો તેમાં હાલ ફેર-ફાર કરવાની જરૂર જણાતા મુકામ મહુવા બંદરમાં શ્રી વિશ્વકર્મા પ્રભુના મંદીરમાં જ્ઞાતી સમસ્તનું સમ્મિલન ભરાયું હતું તેમાં સર્વે જ્ઞાતી બંધુઓએ પધારી પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી પરીશ્રમ ભોગવીને જ્ઞાતી હિતનું કાર્ય સરળ કર્યું છે તો તેમાં બંધાએલા ધારા સર્વે જ્ઞાતી બંધુઓ માન્ય કરશે. આ ધારા ધોરણોને માન્ય આપવું તે સર્વ જ્ઞાતી બંધુઓની ફરજ છે.



# સમિલનમાં બંધાયેલા ધારાઓ.

## ધારો પહેલો નીચે પ્રમાણે.

### ઘાડીયાના વેવિશાળની વિગત.

ધોરણ ૧ લું.—સાચી ચુંદડી નગ એક સાદી કસબ વિનાની તથા રૂ. એક વેવિશાળમા ચાંદલો કરતી વખને શ્રીફળ સાથે કન્યાના બાપને આપવો.

ધો. ૨ જું.—જો કન્યાની ઉમર પાંચ વર્ષથી મોટી હોય તો વેવિશાળ વખતે લુગડા ત્રણ આપવા ( લુગડાની વિગત )–ચુદડી, ઘાઘરી, કાપડી, તેમાં ઘાઘરી રેશમી લેવી ને રેશમી ન આપે તો ઘાઘરીના બદલ રૂ. ૬) અંકે છ રોકડા લેવા.

## ધારો બીજો.

### ચુંદડી ઓઢાડવાની વિગત.

ધો. ૩ જું.—ચુંદડી ઓઢાડે ત્યારે રૂ. ૧) હાથમાં તથા રૂ. ૧) ચુંદડીને છેડે બાંધવો બીજું ખાંડ મણ અરધો તેમાંથી પડા નંગ બે બાધવા ને શ્રીફળ નંગ બે તથા પીત્તળની ડબલી નંગ બે તેમાં ચાંદલા તથા કંકુ સહિત અને સુવારી ખારેક શેર પાંચ લેવી આપવી અને તે વખતે હાંસડી સાંકળીના રૂ. ૧૬) આપવા અને તે વખતે રૂ. ૧૬) ન આપે તો કે સામો ધણી ન લેતો તેના રૂપિઆ જાય લગ્ન વખતે તેની તકરાર ચાલશે નહિ.

## ( ઘરેણાની વિગત. )

ધો. ૪ થું.—ચુંદડી ઓઢાડવા જાવું ત્યારે ચારથી છ સુધી માણુશો લઇ જવા અને વધારે લઈ જાશે તો લઈ જનાર ગુનેગાર ગણાશે જમાડનાર ગમે તેટલા જમાડે તો તે બાબતની છુટ છે.

ધો. ૫ મું.—કન્યાની ઉમર લાયક દાગીના લેવા તે નીચે મુજબ લખેલ છે તોડા, પોલરીયા, ને નાકની ચુક, કુલ રકમો ત્રણ આપવી તથા લેવી.

## ( ધારો ત્રીજો. )

### હારડા ચઢવાની વિગત.

ધો. ૬ ઠું.—પહેલે હારડો ખાંડ શેર અઢીનો તથા ખારેક શેર અઢી તથા શ્રીફળ નંગ બે તથા સાચી ચુંદડી. નંગ એક. અને મોટો હારડો ચઢાવવા જાય ત્યારે માણસો ત્રણ લઇ જવા.

### ( બીજા હારડાની વિગત. )

હારડો શેર સવાનો તથા ખારેક શેર સવા તથા શ્રીફળ નંગ બે એટલા વાના લેવા અને દેવા. પહેલો હારડો ન ચઢાવ્યો હોય તો હારડા બદલ રૂ. ૫) પાંચ રોકડા આપવા અને બીજા નાના હારડાઓ ન ચઢાવ્યા હોય તો તે હારડાના બદલ રૂ. બે લેવા કુલ હારડા બારનો ઠરાવ ઠરેલ છે તેમાં હારડા અગીયારના રૂ. બે પ્રમાણે કુલ રૂ, ૨૨) અંકે બાવીસ તથા મોટા હારડાના રૂપિઆ ૫) મળી કુલ રૂ. ૨૭) અંકે સત્તાવીસ રોકડા લગ્ન વખતે આપવા.

# ( ધારણ ચોથું. )

## જાન લઈ જવાની વિગત.

ધો. ૭ મું.—જાનમાં માણસ ત્રીસ આપણા ગ્નાતી બંધુઓ અને દશ માણસ ખેડું તથા વળાવીયા મળીને કુલ માણસ ચાલીસ લઈ જવા ને તે કરતાં વધારે જો લઇ જાયતો તેનો ખરચ વરના બાપને શીર છે, અને ચાલીસ મ ણસો ઉપરાંત માણુસોના માથાદીઠ રૂ. પાંચ વરના બાપ પાસેથી લેવા.

ધો. ૮ મું.—અને પંચ વર્ષની ઉમર ઉપરના છોકરાઓ માણસની ગણતરીમાં ગણાશે.

ધો. ૯. મું.—જાનમાં ગાડા ત્રણથી ચાર સુધી લઈ જાવા અને તે ઉપરાંત લઇ જનાર ગુનેગાર ગણાશે.

જાન લઈ જનારના બળદની ખોરાકી માંડવાવાળો આપે તેની વિગત. ખાણ. પહેલે દીવસે શેર. આઠ અને બીજે દીવસે શેર ચાર આપવું અને ( બળદને ઘાસની વિગત ) એક જોડ વચ્ચે સાંજ અને સવાર મળીને ખડ મણ દોઢ આપવું તેમાં જો જુવારની કડબ મણ બે અગર બાજરીની કડબ આપે તો મણ અઢી આપવી.

ધો. ૧૦. મું.—જાનમાં ઘોડુ એક લઈ જાવું તેની ચંદીની વિગત. બાજરો પાલી એક આપવો ને સાંજે અને સવાર મળીને ઘાસ મણ પોણો આપવું તેથી વધારે જોઇએ તો વરના બાપના શીર છે ને અને ઘોડું એકથી વધારે લાવે તો તેનું ખરચ વરના બાપને શીર છે.

# ધારો પાંચમો,

## કન્યાની છાબની વિગત.

ધો. ૧૧—છાબમાં કાપડા નંગ બે તેમાં લીલો અટલસ તથા કીનખાપનો રેંજો નંગ ૧ રૂ. પાંચની કીંમતનો લેવો અને લીલો અટલસ રૂ ૨ાા ની કીંમત લેવી. તથા ચુદડી ખોટી નંગ એક તથા લીલુ છાયલ નંગ એક તથા પિતળની ડાબલી નંગ બે તેમાં ચાંદલા સહિત તથા હિંગળોકીયું નંગ. એક તથા મોડીઓ નંગ. એક તથા પગરખા તે સર્વે રકમો છાબમાં આપવી અને જો અટલસ તથા રેજા ના લાવ્યા હોય તો રૂ. સાડાસાત રોકડા લેવા.

## બીડા આપવાની વિગત.

ધો. ૧૨ મું—કન્યા પરણીને માથું ગુથાવા જાય ત્યારે કન્યાના ખોળામાં સુવારી ખારેક શેર સવા પાંચ તથા શ્રીફળ નં. ૨ તથા રૂ. એક આપવો તે રૂપિઓ દેસમાં વસુલ કરવો.

# ધારો છઠો.

ધો. ૧૩ મું—વધાવા જાય ત્યારે ખારેક શેર દસ ચોરી તથા માહ્યરાની મળીને આપવી અને સારથીઆને સોપારી શેર-પાંચ તથા નવટાંક એલચી તથા નવટાંક તજ તથા નવટાંક લવીંગ તથા શ્રીફળ નંગ બે આપવા અને વાસણ ઉટકવાની ખારેકો બાઇઓને પાંચ શેર આપવી સારથની.

# ધારા સાતમો.

## વિવાનો દેશ ભરવાની વિગત.

રૂપિઆ ૬૫) અંકે પાંસઠ કન્યા મોટીના લેવા.

° રૂપિઆ ૬૦) અંકે સાઇઠ કન્યા નાનીના લેવાને એક ધણી ને બે કન્યા પરણતી હોયતો. રૂપિઆ ૫) ગોરના તથા પાંચ રૂપિઆ લગવાનના તેનો રૂપિઓ ૧) સાળી સામાઇયાનો તથા રૂપિઓ ૧) ગોત્રીજને પગે લગાડવા જાય ત્યારે તથા રૂપિઓ ૧) માથુ ગુથાવા જાય ત્યારે અને રૂપિઓ એક કન્યા ભાણે જમવા બેસે ત્યારે તથા એક રૂપિઓ તોરણે વર આવે ત્યારે સઘળા મળીને રૂપિઆ પાંચ દેસમા વસુલ કરવા અને કન્યા ભાણે બેસે ત્યારે આઠ આના કે, વીંટી અગર વેઢલો આપે તો જાય જમવા બે ભાણે બેસવું

રૂપિઆ ૬૫) દેશના
,, ૫) ગોરના
,, ૫) લગવાનના
,, ૮) ગામ ખાતાના લગવાનના
,, ૧॥ દરજીનો.
,, ૧॥ વાણુંદનો.
,, ૧॥ નાતના ધરમાદાનો.
,, ૧) લુવારનો.
,, ૨) કુંભારને ચોરીનો.
,, ૧॥ મોરનો
,, ૧૨) મોટી જોડ લુગડામાં.
,, ૬) નાની જોડ લુગડાની

---

કુલ. રૂ. ૧૧૧) અંકે એકસો અગીઆર લેવા અને દેવા.

### જાનવાળાને પહેરામણીની નિગત.

ધો. ૧૪ મું—વરને પાઘડી, વરના બાપને પાઘડી, વરની માને સાડલો, ને ત્રણ મુરતવંતા આપવાને અને જો ના આપે તો રૂ, દશ રોકડા આપવા.

## ધારો આઠમો.

### બીજવરની વિગત.

ધો. ૧૫ મું.—વરની ઉંમર વર્ષ બારથી વીસ વર્ષ સુધી હોય તો બીજ વર ગણાય તો તેના દેશ ઉપરાંત રૂપિયા ૩૨ાા અંકે સાડી બત્રીસ વધારે લેવા અને વરની ઉંમર વર્ષ વીસથી ત્રીસ સુધીની હોય તો તેના દેશ ઉપરાંત રૂપિઆ ૬૫) અંકે પાંસઠ વધારે લેવા તેમાં કોઈ વાંધો કહાડશે તો નાતનો ગુનેગાર છે.

ધો. ૧૬ મું.—જાન ગામ બહાર નીકળે ત્યારે ઢોલીને રૂપિઆ બે આપવા અને દેશ ઉપરાંત નાતના ધારા લખેલ ઉપરાંત કોઇ લે તો માંડવાવાળાને શીર છે.

## ધારો નવમો.

### વારણુ વાળવા જાય તેની વિગત.

ધો. ૧૭ મું.—કન્યાઓને તેડવા જાય ત્યારે મોટી કન્યાના વારણામાં દસ માણસ લઈ જવાં અને નાની કન્યાના વારણામાં આઠ

માણસ લઇ જવાં અને તે ઉપરાંત માણસ લઇ જાય તો એક માણસ દીઠ રૂપિઆ પાંચ લેવા તેમાંથી રૂપિઆ બે વરના બાપને આપવા અને રૂ. ત્રણ શ્રી વિશ્વકર્માજીના મંદિરમાં અરપણ કરી આપવા.

ધો. ૧૮ મું.—વરનો બાપ છેલ્લું આણું તેડવા આવે ત્યારે પાંચ માણસ લાવે અને નાતના ધારા પ્રમાણે સાડલો કીમત રૂ. સાતનો લાવે તથા દરજીના રૂ. પાંચ તથા વાણંદનો રૂ. અડધો તથા પીંજારણનો રૂ. અડધો તથા ધરમાદામાં રૂ. એક આપવો. કુલ મળી રૂપિઆ સાત રોકડા વરનો બાપ કન્યાના બાપને આપે અને તે ઉપરાંત વધારે રૂ. લે તો ઉપરની રકમ સિવાય વધારો શ્રી વિશ્વકર્માજીના મંદિરમાં અરપણ કરવો પડે.

# ધારો દસમો.

## અધરણીની વિગત.

ધો. ૧૯ મું.—અધરણી કરતી વખતે કન્યાના માબાપને લુગડાં લેવાની વિગત ઘરસોળું નંગ એક તથા કાપડું સાચું લીલું એક તથા ઘાઘરો એક તથા જમાઇને પાઘડી નંગ એક કિમત રૂપિઆ છોની તથા પગ પાથરણું તથા સોપારી સવા પાંચ શેર તથા શ્રીફળ નંગ આઠ અને કન્યાને નવરાવ્યા પછી પહેલે પગલે અડધો રૂપિઓ અને બીજે પગલેથી સોપારી મુકવી અને કન્યાના માબાપ ખોળો ભરવા આવે ત્યારે

માણસ પાંચથી આઠ સુધી લાવવા તે ઉપરાંત માણસ વધારે લાવશે તો ઉપરના દર્શાવેલા ગુનો (જેમાં માણસ દીઠ રૂ. પાંચ લેવામાં) આવશે અને કન્યા ગામનીને ગામમાંજ સાસરે હોય તો અધરણીમાં બે જ વખત જમવા જાય અથવા બહાર ગામની કન્યા હોય તો અધરણી કરવા આવેલ મેમાનને ચાર વખત જમાડવા.

## ધારો અગીઆરમો,

### ઘરઘરણાંની વિગત.

ધો. ૨૦ મું.—કન્યાની ઉમર વર્ષ દશથી બાર સુધીની હોય તો વીસ વર્ષના વર સાથે ઘરઘરવવી તથા જ્યાં સુધી કન્યાની ઉમર કરતાં વરની ઉમર ડબલ હોય ત્યાં સુધી ઘરઘરણું કરવું અને તે ઉપરાંત વરની ઉમર હોય તો ન કરવું ને કરશે તો નાતનો ગુનેગાર છે.

ધો. ૨૧ મું—ઘરઘરણાના રૂપિઆ એકથી કે ત્રણુસો સુધી લેવા અને તે ધારો બાવીસની સાલની ધારાની ચોપડી મુજબ કબુલ છે ને તે ઉપરાંત લેશે તો નાતના ગુનેગાર છે. કાહું સણગારવું તે વરને શીર છે.

### વળતરની વિગત.

ધો. ૨૨ મું.—કન્યાને બાપે સેંકડે સાડા બાર ટકા કન્યાને વળતરના આપવા તેમજ સેંકડે ત્રણ ટકા વરને પાછા વળતરના

આપવા ઉપરની જણાવેલ રકમો રૂપિઆ ત્રણસોની રકમ-
માંથી કન્યાનો બાપ કન્યા તથા વરને આપે.

ધો. ૨૩ મું.—ઢગ લઇને જાય ત્યારે માણસ દસથી બાર સુધી લઇ
જવા ને તે ઉપરાંત લઇ જશે તો ઉપરનો (ધારો દસમો
તેમાં ધો. ૧૯ મામાં) જણાવેલ ગુના પ્રમાણે ગુનેગાર ગણાશે.

ધો. ૨૪ મું.—વરની ઉમર વીસ વર્ષની થાય ત્યાં સુધી સંતાન ન
થાય તો પરણેલ અગર ઘરઘરણાની સ્ત્રી હયાત હોય તો
બીજી લાવવાની છુટ છે અને વરની ઉમર ત્રીસ વર્ષની
અંદર હોય તો બીજી સ્ત્રી લાવી શકે નહિ ને લાવે તો
લાવનાર ધણી ગુનેગાર ગણાશે કારણ કે શૉક ઉપર લાવે તેથી.

ધો. ૨૫ મું.—પરણેલી કન્યાને વર કોઇ પણ તકરારથી કાઢી મુકશે
તો તેના રૂપિઆ એકાવન નાતને ગુના તરિકે આપવા પડશે.

ધો. ૨૬ મું.—કન્યાનો બાપ સામા ધણીનું ઘર ચાલવા ન દેતો
હોય અને બીજે ઠેકાણે દઇ દે તો રૂપિઆ બસોને ચાર
કન્યાનો બાપ નાતમાં ગુના તરિકે આપે તેમાં કાંઇ પણ
તકરાર ચાલશે નહિ. અને રૂપિઆ બસો ચાર નાતમાં લેતાં
પણ પાછી કન્યા પરણેલ ધણીને સોંપવામાં આવશે અને
આ લખાવટ પ્રમાણે નાત દાદ લેતાં પાછો જે બાવીશની
સાલની ચોપડીમાં જે પ્રમાણે સવેલાનો દાદ મુકેલ છે તે
ઉભો રહેશે અને તે દાદ નાત લેવા મુખત્યાર છે તો દાદ
આપવી પડશે.

ધો. ૨૭ મું.—જો સવેલી કન્યા ત્રીસ વર્ષ સુધીની હોય ત્યાં સુધી ઉપર જણાવેલ (ધો. ૧૧મા ધોરણ ૨૬ માં) લખેલ પ્રમાણે દાદ લેવામાં આવશે તે કન્યાની ઉમર વર્ષ ત્રીસથી ઉપર હોય ને જો તે બાઈ બીજે ઠેકાણે ઘર ના કરે તો અને તેના બાપની પક્ષમાં રહીને બેસે તો વરની પાસેથી દાણા લુગડાં લેવાં તે બાઈ મુખત્યાર છે અને તે ધણી આપવા અટકાવ કરશે તો નાત જબરજસ્તીથી અપાવશે અને તે કન્યા મરણ પામે ત્યારે તેની ક્રિયાપાણી તેના ધણીના શીર છે ને જો નહિ તો નાત પુછવા મુખતીયાર છે.

ધો. ૨૮ મું.—જો બાઇ પાસે જે મીલકત હોય તો તેના વારસદાર તેનો ધણી અગર તેના કુટુંબનો કોઇ પણ માણસ બેરેલી બાઇને દાણા લુગડાં આપતો હોય તે આસામી મીલકતનો વારસદાર ગણાશે.

ધો. ૨૯ મું.—અને જે ગામની કન્યા રાંડી હોય તોય તો તે જ ગામમાં જ ઘરઘાલવી નહિ અને કોઇ લાવે તો રૂપિઆ એકાવન નાતમાં ગુના તરિકે આપવા પડશે.

ધો. ૩૦ મું.—જો કન્યા લુલી, પાંગળી હોય તો દેશના રૂપિયા એકસો બે ઠરાવેલ છે તેમાંથી રૂ. સાડી બત્રીસ કન્યાના બાપને ઓછા લેવા અને વરને કોઇ પણ જાતની ખોડ હોય તો પરણતી વખતે દેશ ઉપરાંત રૂ. ૬૫) અંકે પાંસઠ વરનો બાપ કન્યાના બાપને વધારે આપે.

ધો. ૩૧ મું.—જો વરની ઉંમર સોળ વર્ષની થાય ને પરણેલ સ્ત્રી (કન્યા) ખોડવાળી હોય તો તેની ઉપર બીજી સ્ત્રી લાવી શકશે.

## ધારો બારમો.

### શ્રી ગુર્જર સુતાર જ્ઞાતિના ધારા ધોરણોમાં શ્રી વિશ્વકર્માના મંદિરનો ધર્માદો કાઢવાની વિગત.

ધો. ૩૨ મું.—જ્યારે વેવીસાળ કરે ત્યારે રૂપિઓ એક શ્રી વિશ્વકર્માજીના મંદિરમાં આપવો.

ધો. ૩૩ મું.—જ્યારે લગ્ન વખતે દેસ સમજે ત્યારે વર તથા કન્યા તરફથી રૂ. બબે શ્રી વિશ્વકર્માજીના મંદિરમાં આપે અને તેની સાથે આઠ આના વિશ્વકર્માજીના પુજારીના તે વિશ્વકર્મા દાદાનો ધરમાદો લે તે વખતે સાથે આપવા.

ધો. ૩૪ મું.—ઘરઘરણું કરવા જાય ત્યારે વર પાસેથી રૂપિઆ પાંચ શ્રી વિશ્વકર્માજીના મંદિરમાં ધરમાદાના આપવા.

ધો. ૩૫ મું—જ્યારે ઘરઘાવા આવે ત્યારે કન્યાના બાપની પાસેથી રૂપિઆ પાંચ. શ્રી વિશ્વકર્માદાદાના ધરમાદાના લેવા.

ધો. ૩૬ મું—કોઇપણ ગામમાં આપનો જ્ઞાતી ભાઇ ગામનું ઘડતો હોય અને તેની ઉપર બીજો જ્ઞાતીભાઇ તે ગામમાં ઘડવા

જાય તો રૂ. એકાવન નાત ગુનાતરીખે લેવા મુખતીવાર છે અને એક મણ ઘી શ્રી વિશ્વકર્માદાદાના મંદીરમાં-દીવાનુ નાત લેશે.

તા. અને આધારાઓ કબુલ થયા પછી કોઇ પણ ગોતી ભાઇ-ઓ ધારાનો ભંગ કરશે તો તે માંણુસ રૂ. એકસોએક નાતને આપે અને ધારા ભંગ કરનાર માણસનો એક વર્ષ દીવસ સુધી ગ્નાતિનો વેવાર બંધ રહેશે ઉપરના લખેલા ધારાઓ શ્રી મહુવા મુકામે ભરાયેલા સમિલનમાં અમો સર્વેએ એકત્ર થઇને કબુલ કરેલછે તો તે ધારાઓ સર્વે ભાઇ માન્ય કરશો અને લખેલ પ્રમાણે વરતશો એવી અમારી આશા છે.

## સમિલનમાં હાજર રહેલા ભાઇઓનાં નામ તથા સહી

ગામ મહુવા બંદર.

૧ મીસ્ત્રી દેવરાજ જીવનની સઇ દ. પોતે
૨ મીસ્ત્રી મુળજી ત્રીકમની સઈ દ. પોતે
૩ મીસ્ત્રી નાનજી કુરજીની સઇ દ. પોતે
૪ મીસ્ત્રી નથુ કુરજીની સઈ દ. પોતે
૫ મીસ્ત્રી ગાંડા જીવનની સઈ દ. પોતે
૬ સુતાર જેઠા હીરાની સઇ દ. પોતે
૭ સુતાર હંસરાજ હીરાની સઇ દ. પોતે
૮ સુતાર નાનજી કાળાની સઇ દ. નથુ
૯ સુતાર ગણેશ કાળાની સઇ દ. પોતે

૧૦ સુતાર નથુ પુંજાની સઇ દ, પોતે
૧૧ સુતાર દેવરાજ કુરજીની સઇ દ. સદ્
૧૨ સુતાર કાનજી હંસરાજની સઇ દ. પોતે
૧૩ સુતાર મુળજી દામજીની સઇ દ. પોતે
૧૪ સુતાર વાલજી દામજીની સઈ દ. પોતે
૧૫ સુતાર નારાણુ જીવરાજની સઇ.
૧૬ સુતાર વાલા રામજીની સઇ
૧૭ સુતાર કાળા કલ્યાણુની સઈ
૧૮ સુતાર ભગવાન કલ્યાણુની સઇ
૧૯ સુતાર ભગવાન કુરજીની સઇ
૨૦ સુતાર ત્રીકમ રણછોડની સઇ
૨૧ સુતાર નરોતમ ગાડાની સહી
૨૨ સુતાર અરજણ ગીગાની સહી
૨૩. સુ. ટીબાં સવજીની સઇ.
૨૪. સુ. જેઠા ખેતાની સઇ
૨૫. સુ. કાનજી કરસનની સહી
૨૬. સુ. મેપા ગોવીંદની સહી
૨૭. સુ. ઓધવજી કુરજીની સહી
૨૮. સુ. બાણા સામજીની સહી
૨૯. સુ. જાદવ માલાની સહી
૩૦. સુ. પીતાંબર જેઠાની સહી
૩૧. સુ. પુના રૂડાની સહી
૩૨. સુ. જીવરાજ પ્રાગજીની સહી

૩૩. સુ. કાળજી ધરમશીની સહી

૩૪. સુ. નાગજી વેલજીની સહી

૩૫. સુ. કેસવ શોંડાની સહી

૩૬. સુ. પરસોતમ ભગવાનની સહી

૩૭. સુ. કેસવ બોધાની સહી.

૩૮. સુ. ખુસાલ પ્રેમજીની સહી

૩૯. સુ. રણછોડ કાનજીની સહી

૪૦. સુ. ભગવાન રામજીની સહી

૪૧. સુ. કાનજી ભગવાનની સહી

૪૨. સુ. કરશન ભાણાની સહી

૪૩. સુ. પ્રાગજી ભગાની સહી

૪૪. સુ. માધવજી વેલજીની સહી

૪૫. સુ. જીવન કાનજીની સહી

૪૬. સુ. માવજી જીવરાજની સહી

૪૭. સુ. હરી ભીમની સહી

૪૮. સુ ભદુર પરસોતમની સહી

૪૯. સુ. બાઉ હરીની સહી.

# બહાર ગામના જ્ઞાતિબંધુઓ સમીલનમાં આવેલાના નામ તથા સહી.

## મુંબાઈ.

સુતાર. જાદવ જુઠાની સહી.

## પાનસડા.

૫૦. સુતાર હીરાચંદ પ્રાગજેની સહી.

## નોધણુવદર.

૫૧. ઝવેર રૂડાની સહી.

## સુડી.

૫૨. સુતાર હરખા લાધાની સહી.
૫૩. સુતાર કાળા ડાયાની સહી.

## શેલ.

૫૪. સુતાર નાનજી પ્રેમજીની સહી.

## વરલ.

૫૫. સુતાર નાગજી રૂડાની સહી.

## દેવળીયું.

૫૬. સુતાર હરી આણુંદની સહી.

હાજીપર.

૫૭. સુતાર સામજી રામજીની સહી.

પાલીતાણુ

૫૮. સુતાર છગન વાલજીની સહી.

ગણેસગઢ.

૫૯. સુતાર કાનજી પરસોતમની સહી.

પાવઠી.

૬૦. સુતાર ત્રીભેવન પ્રેમજીની સહી.

પછ્ગી

૬૧. સુતાર કુરજી હરીની સહી.

જાગધાર.

૬૨. સુતાર જીવરાજ માવજીની સહી.

તલી.

૬૩. સુતાર. ભીમજી ભગવાનની સહી.

રાણુપરડ.

૬૪. સુતાર કેશવ માવજીની સહી.

વાવડી.

૬૫. સુતાર ત્રીભોવન હરીની સહી.

હાથીગઢ.

૬૬. સુતાર દેવજી કાળાની સહી.

કુહેલી.

૬૭. સુતાર જીવન ટીડાની સહી.

ખંઢેરા.

૬૮. સુતાર દેવજી રૂપાની સહી.

ઉચડી.

૬૯. સુતાર ગોપાળ. ખોડાની સહી.

લોગડી.

૭૦. સુતાર નાનજી લાલજીની સહી.

રાણીવાડા.

૭૧. સુતાંર ભાણા નથુંજીની સહી.

સથરા.

૭૨, સુતાર કલ્યાણ જેઠાની સહી.

ગઢડુ.

૭૩. સુતાર દામા ગોવીદની સહી.

મહુવા.

૭૩. સુતાર ચંદુ ખોડાની સહી.

લુણકી.

૭૪. સુતાર મનજી લાલજીની સહી.

સાતપડા.

૭૫. સુતાર હરીભાઈ ત્રીભોવન

પીઠવડી.

૭૬. સુતાર કુરજી પરસોતમની સહી.

વીજપડી.

૭૭. સુતાર સામજી પ્રેમજીની સહી.

ઓથા.

૭૮. સુતાર ધના નથુની સહી.

જાંજમેર.

૭૯. સુતાર ત્રીકમ ગણેસની સહી.

ઓડા.

૮૦. સુતાર વસરામ કરશનની સહી.

ધોબા.

૮૧. સુતાર રામજી નારણની સહી.

કુડલા.

૮૨. સુતાર લવજી પરસોતમ

૮૩. સુતાર ગોપાળ. મેઘજીની સહી.

૮૪. સુતાર પીતાબર એચરની સહી.

૮૪ સુતાર કુરજી અડાગની સહી

# અમદાવાદ મહુવા જ્ઞાતીભાઇઓના નામ.

૮૫. સુતાર હીરાચંદ પ્રાગજી. મુ. પાનસડા,

૮૬. સુતાર હરખા લાધા. મુઃ સુડી.

૮૭. સુતાર ઝવેર રૂડા મુ. નોધણવદર.

૮૮. સુતાર કાનજી આણંદ. મુ. દેવળીયું.

૮૯. સુતાર હંસરાજ ગણેસ-મુઃ મહુવા

૯૦. સુતાર વશરામ ખોડા મુઃ ગણેસગઢ.

૯૧. સુતાર વસ્તા પરસોતમ મુઃ ખંભાળીયું.

૯૨. સુતાર વાલજી રૂડા. મુ. વરલ

૯૩. સુતાર નાનજી નથુ મુ-મહુવા

૯૪. સુતાર દેવસી ભીમ-મુ-સીમરણ

૯૫. સુતાર નથું માધા મુઃ-દાત્રડ.

૯૬. સુતાર હરજી રણછોડ-મુઃ મહુવા.

૯૭. સુતાર અરજણ કલ્યાણ મુ-સાજણટીંબા.

૯૮. સુતાર કાળા ડાયા-મુ-સુડી

૯૯. સુતાર ગોરધન રૂપા મુ-નોધણવદર.

૧૦૦ સુતાર નાનજી ગોરધન-મુ-જીરારોડ.

૧૦૧ સુતાર સામજી વેલજી-તાવેડા,

૧૦૨. સુતાર હીરજી પ્રેમજી-મુ-રોલ.

૧૦૩. સુતાર નરસી હરજી મુ-હાથીગઢ.

૧૦૪. સુતાર લવજી પ્રેમજી મુ-નવાગામ.

૧૦૫. સુતાર રામજી નારણ મુ-ઘોબા.

૧૦૬. સુતાર ચકુ રામજી-મુ-બેલા

૧૦૭. સુતાર ઝવેર ખોડા-મુ-પસેગામ.

૧૦૮. સુતાર લવજી દેવજી.

૧૦૯. સુતાર માવજી શીબા-મુ-મહુવા,

૧૧૦. સુતાર કેશવ ઓધા-મુ-મહુવા

૧૧૧. સુતાર રણછોડ રૂડા-મુ-દીપાવડલી.

૧૧૨. સુતાર ભીખા જેઠા-મુ-હાજીપર.

૧૧૩. સુતાર મોહન છગન-મુ-મહુવા.

૧૧૪. સુતાર નારણ પરસોતમ-મુ-હીપાવડલી.

૧૧૫. સુતાર નાનજી ગોપા મુ ટીંબા

૧૧૬. સુતાર દુલભ વીરા-મુ-સદેડું

૧૧૭. સુતાર અરજણ જીણા-મું. શરભડા

૧૧૮. સુતાર ધના નથું-મુ-ઓથા

૧૧૯. સુતાર પોલા મનજી-મુ-દુધાળું

૧૨૦ સુતાર બાઉ ઠાકરસી. મુ-રોલ.

૧૨૧. સુતાર ડાયા માધા-મુ-દાત્રડ

૧૨૨. સુતાર કરશન ધના-મુ-મહુવા
૧૨૩. સુતાર હરજી રણછોડ. મુ-ઇંગોરાળુ
૧૨૪. સુતાર માવજી ટીંબા-મુ-મહુવા
૧૨૫. સુતાર વીઠલ ગોરધન-ડમરાળું
૧૨૬. સુતાર ખુશાલ પ્રેમજી-મુ-મહુવા
૧૨૭. સુતાર રણછોડ સામજી-મુ-તગડી
૧૨૮. સુતાર જીવન માલા-મુ-મહુવા
૧૨૯. સુતાર છગન વાલા-મુ-પાલીતાણા
૧૩૦. સુતાર જીવન-કુરજી-મુ-મહુવા
૧૩૧. સુતાર જેરામ રૂડા-મુ-નોંધણવદર
૧૩૨. સુતાર નારણ ગોપાળ જસપર
૧૩૩. સુતાર રાઘવ જસમત-મુ-ખીજડીયું
૧૩૪. સુતાર નાથા જીવન-મુ-સુદી
૧૩૫. સુાતર ગાડા નારણ-મુ-લીલીયું
૧૩૬. સુતાર ચકુ ખેડા-મુ-મહુવા
૧૩૭. સુતાર પીતાંબર-ખોડા મુ-મહુવા
૧૩૮. સુતાર પ્રેમજી-કરશન-મુ-વાવડી
૧૩૯. સુતાર રણછોડ દેવશી-મુ-શીમરણ
૧૪૦. સુતાર ધુસા આંબા-મુ-લીલીયું

૧૪૧. સુતાર ગોરધન કરમશી–મુ–સુરનગર

૧૪૨. સુતાર પુના પરસોતમ–મુ–નોધણુવદર

૧૪૩. સુતાર ગીરધર સત્રજી–મુ–રોલ

૧૪૪. સુતાર છગન નથું મુ–તળાજા

૧૪૫. સુતાર દેવરાજ મનજી–મુ–દુધાળું

૧૪૬. સુતાર નાનજી કાળા–મુ–સાતપડા

૧૪૭. સુતાર પ્રેમજી ભગાન–મુ–સાતપડા

૧૪૮. સુતાર લખમણ દેવજી–મુ–કાત્રોડી

૧૪૯. સુતાર ભાણજી ભગવાન–મુ–મહુવા

૧૫૦. સુતાર કેશવ હરીભાઈ–મુ–દેવળીયું

૧૫૧. સુતાર ત્રીભોવન ઓધવજી–મુ–મહુવા

૧૫૨. સુતાર બેચર રૂડા–મુ–વરલ

૧૫૩. સુતાર નથુ ડાયા–મુ–સુડી

૧૫૪. સુતાર નાગજી રૂડા–મુ–વરલ

૧૫૫. સુતાર ભગવાન દેવરાજ મુ–કુડલા

૧૫૬. સુતાર રામજી હીરા–મુ–ગોડલ

૧૫૭. સુતાર ગીરધર કરશન–મુ–ટીબાણું

૧૫૮. સુતાર રામજી ગોરધન–મુ–ડમરાળું

૧૫૯. સુતાર ભગવાન વાલજી-મુ–પાલીતાણા

૧૬૦. સુતાર સવજી નરસી–મુ–ગણેસગઢ
૧૬૧. સુતાર નથુલાધા મુ–સુડી
૧૬૨. સુતાર જેઠા લાધા–મુ–સુડી
૧૬૩. સુતાર છગન રૂ૫ા મુ નોધણવદર
૧૬૪. સુતાર છગન અરજણ–મુ–પાલીતાણા
૧૬૫. સુતાર આરૂ હરી–મુ–મહુવા
૧૬૬. સુતાર વીરા ટીડા–મુ–કુંઢેલી
૧૬૭. સુતાર ત્રીકમ ખોડા–મુ–ગણેસગઢ
૧૬૮. સુતાર પ્રેમજી માડણ–મુ–દુધાળું
૧૬૯. સુતાર કલ્યાણ કાળા–મુ–જાુડાળું
૧૭૦. સુતાર ભગવાન ભાણા–મુ–મહુવા
૧૭૧. સુતાર મકન કાનજી–મુ–નોધણવદર
૧૭૨' સુતાર ઝવેર પ્રેમજી–મુ–પાવઠી
૧૭૩. સુતાર વલભ મેઘજી–મુ–ખારૂ–સમઢીયાળું
૧૭૪. સુતાર નારણ નથુ–મુ–ભાવનગર
૧૭૫. સુતાર હરી વીઠલ–મુ–મહુવા
૧૭૬. સુતાર કાળા મોના–મુ–રાજપરૂ
૧૭૭. સુતાર નાથા ભાણા–મુ–મહુવા
૧૭૮. સુતાર પીતાંબર ભાણા–મુ–મહુવા
૧૭૯. સુતાર સામજી પોલા–મુ–મહુવા
૧૮૦. સુતાર નારણ તળશી–મુ–મહુવા
૧૮૧. સુતાર ઠાકરસી પુંજા–મુ–લીલીયું

શાનાભાગ.

૧૮૨. દેવરાજ જીવન-મુ-મહુવા
૧૮૩. કાનજી નરસી-મુ-તળાજા
૧૮૪. આણુંદ જોધા-મુ-પરોગામ
૧૮૫. ભટુર પરશોતમ-મુ-મહુવા
૧૮૬. છગન મેપા-મુ-મહુવા

## સંવત. ૧૯૭૭ ફાગણ શુદ ૫ ને સોમવારે મહુવા મુકામે ભરાયેલા સમ્મીલનમાં નીમાયેલા જ્ઞાતિના મેમ્બરો.

જનરલ.

મહુવા સ્થાનીક મેમ્બરે.

૧ દેવરાજ જીવન
૨ મુળજી તીકમ
૩ નાનજી કુળજી
૪ નથુ કુળજી
૫ ગાડા જીવન

બાર ગામના મેમ્બરો.

૧ ગોપાળ મેઘજી
૨ જાદવ જીઠા
૩ નાગજી રૂડા
૪ હીરાચંદ પ્રાગજી
૫ હરી આણુંદ

સ્વજ્ઞાતિના જન સહુએ તમ બંધુ સમાન છે,
નથી બીજા અન્ય કોઈ એક તાતના સંતાન છે.
ત્યાગી વેરને ઝેર દિલે મહેર નિત્યે ધારશો,
સંપથી સંગે રહી ભેદ ભાવનાને વિસારશો.
હશે જ્ઞાતિ દુઃખી તવ છે દુઃખ એ તમને ખરે,
દેખાય નહિ એ દ્રશ્યથી પણ છાનું આવી બહુ નડે.
માટે વિચારી ઉરમાં સહુ બંધુ ભાવને રાખશો,
તમે એના એ તમારા થવા જુદા ન ચાહશો.
ઐક્યતાથી સંપતિને સુખ મળે છે સર્વદા.
ઐક્યતાથી ન આવતું દુઃખ સમીપમાં કદા,
ઐક્યતાથી જાળ જગની સર્વે તોડી શકાય છે.
ઐક્યતાથી સુખદ હરિપદને જ પમાય છે.

इतिशुभम्.



